# કડવા કોમ

અને

# વ્યવહારૂ સૂચના.


પ્રયોજક અને પ્રકાશક.

## કવિ સુજ્ઞલાલ ભાઇચંદ શર્મા.

ભોઇવાડાની પોળ-અમદાવાદ.



શ્રી માર્તંડ મુદ્રાલય પ્રીન્ટીંગ પ્રેસમાં પટેલ ભીખાભાઇ છગનલાલે છાપ્યું ઠે. રીચીરોડ-અમદાવાદ.

પ્રત ૧૦૦૦ આવૃત્તિ ૧ પહેલી.

સંવત ૧૯૭૫ સને ૧૯૧૯

કિંમત રૂ. ૦-૧-૦ પાઇ.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

૭૨૫

# ગુલાબચંદ વિઠ્ઠલભાઈ પટેલ.

કાપડ, સુતરના વેપારી અને કમીશન એજન્ટ.

લાડોલની દુકાન ખાતે—સર્વે જાતનાં અનાજ, સીડ-બીડ
અને સુતર.

ઉપરાંત.

એરંડી, સરસવ, કપાસ, કપાસિયા, લાલ મરચાં વિગેરે.

લાડોલ—વાયા કલોલ.

એન-ગુજરાત.

અમદાવાદની દુકાન ખાતે—કાપડ, સુતર વિગેરે.

કાલુપુર—સાકર બજાર

અમદાવાદ.

---

# કાન્તિલાલ મુળચંદ પટેલ,

કાપડ, સુતરના વેપારી અને કમીશન એજંટ

કાલુપુર—સાકર બજાર.

અમદાવાદ.

# કડવા કોમ અને વ્યવહારૂ સૂચના.



કડી પ્રાંત કડવા પાટીદારની—વાર્ષિક કોન્ફરન્સ ઉંઝા મુકામે ભરાઇ. સારા સારા ભાઇ—ભાઈની હાજરી વચમાં આનંદ સાથ ઘણીજ સુખ શાન્તિ ભરી ધામધુમથી પસાર થઈ, સહર્ષની વાત છે જ્યારે તેમાં કંઈક દિલગીરી જેવું પણ છે. અને તે એજ કે મુંબઇમાં હમણાંજ ભરાએલી જે કડવા પાટીદાર કોન્ફરન્સ તેને ઉતારી પાડવાનો મલીન હેતુ સિદ્ધ કરવો એજ છે, અને તે હાલના સંપના જમાનામાં નાદુરસ્ત છે. ખમૂસ યાદ રાખવું જોઇએ કે કુવાના ઉંડાણમાં બેઠેલો જીવ જ્યારે એક ઉંચા પર્વતની ટોચ—શિખરને જોઇ શકવા સમર્થ થતો નથી. તેવીજ રીતે પોતાનીજ હઠીલી બુદ્ધિથી દોડનારો અને આજુબાજુના સંયોગોની અવગણના કરનારો માણુસ વાસ્તવીક સત્યને નહિ ગણતાં પોતાનેજ મુસીબતીમાં મૂકે છે. કદાચ એવી બુદ્ધિનું પ્રદર્શન કરાવીનેજ લોકોમાં હાંસી કરાવવાનું પટેલ નામ મેળવ્યું હોય નહિ એમ અનુમાન કડવું પડે છે. સુધરેલા જમાનામાં એવા પટેલ થવા કરતાં વાણિઆ—વેપારી એટલે ( બુદ્ધિમાં ) શાહ થવું ઠીક પડશે. એક તરફ આખો ભારતવર્ષ એટલુંજ નહિ પણ સમગ્ર પૃથ્વીના દેશો જ્યારે પોતાની પુનર્ઘટના કરી સુધરેલા રૂપમાં નવીન રીતે દેખાવાનો પ્રયત્ન કરે છે ત્યારે આપણો મમત્વ નહિ મૂકતાં કેટલાએ વર્ષોથી આપણે જ્યાંના ત્યાં પડી રહીએ-છીએ એ ઓછું શોચનીય છે એમ કોણ કહેશે? ખેડુત અને ગરીબ

કહેવરાવી બુદ્ધિનો શું બહિષ્કાર—ત્યાગ કરવો ધાર્યો છે? આજ પ્રસંગે એક મોટી ભૂલ થાય છે અને તે સુધારી લેવાની ખાસ જરૂર છે. જ્યારે કડી **પ્રાંતમાંજ કોન્ફરન્સ** રૂપી '**વરઘોડો**' ઉભો કરવો હતો ત્યારે મુંબઇના આમંત્રણને માન આપી મુંબઇમાંજ પધારનારાઓને ઉંઝામાં આવવાનું આમંત્રણ કરી તેમને આવવાનો અવકાશ આપવો હતો, અગર તો ઉંઝાની મોહિનીમાં મગરૂર રહેનારા અને પોતાને **ગાયકવાડી રાજ્યના કહી છટકનારા** માનવંત ગૃહસ્થોએ મુંબઇમાં હાજરી આપવામાં શું ખોટું હતું? એક વાત કબુલ કરવી પડશે કે કાંતો દુરાગ્રહ, કાંતો કહું ના કહું પણ ખરૂં સમજવાની ખામિ! **અક્કલનો ઇજારો નથી,** કોન્ફરન્સોમાં દરેકને પોતાનો સ્વતંત્ર વિચાર જાહેર કરવાનો હક્ક હોય છે સારાસાર શોધાય છે, અને વધુ મતે વાત પસાર થાય છે એ સર્વેથી જાણીતું છે. જ્યારે ઉંઝા અને મુંબઇ બંને વેવાઇના માંડવા બની જુદાં ગીતડાં ગાય એ તાલ સુરને તાણો મારતાં બે સુરૂ કરવા જેવું છે. "ઉંટને ઘેર વિવાહને ગદ્ધાં ગાય ગીત, કો ભુકે ને આરડે ઉંધી સઘળી રીત.' એ કહેવત બંધ બેસ્તી આવવા જેવું થાય છે. મુંબઇ આખા હિંદનું હાલ માનીતું શહેર છે એટલુંજ નહિ પણ મુંબઇ જ્યાં સુધી મનુષ્યના જીગરમાં વાસ કરશે નહિ ત્યાં સુધી તેને **સંપુર્ણ મનુષ્ય તરીકે** ઓળખાવાને કેટલાક અવતારો લેવા પડશે એ વ્યક્તિ માત્રને યાદ રાખવાનું છે.

**બાહુ મતમાં પણ** વખતે સ્નાનના સમાચાર હોય છે? ઝાઝા મતે વાત પસાર કરતાં પણ વખતે ફસાવાનો સમય આવે

છે તે હું ( લેખક ) મ્હારી પોતાની આપ વીતિ કહી શકું. મુએલા મનુષ્યની પાછળ થતું જમણુ નહિ જમવું એવો મે સંકલ્પ કર્યો, દરમ્યાન એક સ્થળેથી તેવું મરણોત્તર જમણુ–કાચરું જમવાનું નોતરૂં આવ્યું. મેં ના પાડી ઘરમાં સાફસાફ સમજાવી દીધું અને હું મ્હારા કામે વળગ્યો. જમવાનો વખત થતાં આડોશી પાડોશી પહેરી ઓઢી લટકમટક કરતાં જમવા તૈયાર થયાં તેમની સાથે દેખાદેખી મારી અલી, ચંપલીને વાસંતિ, મૂળિયોને મણિયો જમવાને એક પગે થઈ રહેલાં હોવાથી તેઓ પણ સીધારી ગયાં ! મ્હેં જાણ્યું, અધવચથી પાછાં વાળ્યાં, ને રાત્રે ઘરમાં મ્હને અને તેમને તેમના રોશથી જમવાની જે મઝા પડી તે કંઇક મ્હારો ભગવાન અને કંઈક હુંજ જાણું ? ખરી માનશો નહિ આતો સ્વમવીતિ છે. તો પણ આ ઉપરથી આપણે ધડો લેવાનો છે કે ઝાઝા મતો પણ અલી, ચંપલી–વાસંતિ અને મૂળિયો–મણિયો મળી દહોડ ડઝનના હોય ત્યારે વાસ્તવીક સત્યથી ઓતપ્રોત પુરેપુરો મત મ્હારો, છતાં હું એકલો, અને મ્હારો મત પણ એક તેથી ઝાઝા મતે વાત પસાર થતાં હું મ્હારા ઘરમાંજ ગધેડે બેઠો ! તો તેજ ન્યાયે આપની કોન્ફરન્સમાં પણ કેમ થયું–થતું ન હોવું જોઇએ, તે વિચાર પોતાના દિલ સાથે કરવાનો છે. શુદ્ધ હૃદયે ભરવામાં આવતી કોન્ફરન્સો ' કોમ ફારસ ' રૂપે ન થવી જોઇએ.

જુઓ કે કોન્ફરન્સમાં થયેલા કામકાજોમાં બધું સારૂંજ પસાર થઇ ગયું છે. એટલે કે બકરાં ને બકરાં સુખેથી ચાલ્યાં ગયાં છે. જ્યારે પેલું બાળલગ્નના કાયદાનું નામિચું ઉંટ આપના ખોડીબારામાંથી પસાર થતાં ભરાઇ રહેલું છે. મ્હારા, તમારા અને

સમાજના દુઃખનું કારણ જો તપાસીએ તો તે એજ થઇ પડેલું છે. વારૂં ભલા ! સુધારાના શિરોમણી ગણાતા ગાયકવાડ સરકાર શ્રીમન્મહારાજા સયાજીરાવ સાહેબની સુધરેલી પ્રજા તરીકે ગણાઇ આવું વિચિત્ર **બાર વર્ષે બાવો બોલે અને તે એજ કે "અચ્ચા દુકાળ પડેગા"** તેના જેવું વર–કન્યાનું સાટું કરી બંધાઇ જવાનું–રહેવાનું કારણ શું ? શું આપણે સંપૂર્ણ ભવિષ્યવેત્તા હોઇશું ? નાનાં બાળકોની નાડી મોટા પારંગત ગણાતા વૈદરાજને પણ જોવા અને કલ્પવા અશક્ત છે તો તેઓને તો આપણી આરૂઢિ અનુસાર પાણી ભરતા બનાવી મૂક્યા છે એમ કહેવામાં ખોટું શું ? જ્યારે આપણે પોતાને જ્યોતિષી તરીકે ઓળખાવવાનો હવે પ્રયત્ન કરવો, બોલો કોણ કોણ પોતાનાં નામ નોંધાવવા તૈયાર છો ? હવેથી સમાજનાં છોકરાંની જન્મ કુંડળિ, મરણ કુંડળિ અને મોભે મંગળ બેસાડી આપણે ધીલા લ્હેર કરી મૂકીશું. કેમ છે કમુર ? શું આગળ ઉપર વર–કન્યા કુંવારાં રહી જશે એવો ભયભુત થઇ સ્વપ્નમાં ભડકાવે છે ? આતો માની લીધેલો ભય એટલે કે **ચિત્રામણનો વાઘ ગળું પકડે** તેના જેવું છે. દરેકે કંઇક ડાહ્યા થવું અને **ઉછરતી પ્રજાના વકીલ તરીકે** તેમના હિતની વ્યાજબી દલીલો કુદરતના અનંત ડહાપણમાંથી ખોળી કહાડવી જોઇએ. નહીં કાન ગોપીનાં ગીતડાં વૈકુંઠ તરફ દોરી જતાં પહેલાં અહિંજ સ્વર્ગને બદલે નર્ક બનાવી ન મૂકે તે સંભાળવાનું છે. **"ચલતી હે, ચલને દો"** છતાં આપણી સહોદર ગણાતી આપણા ભારતવર્ષની જુદી જુદી અન્ય જાતિઓને આપણે હવે તે પંથે દોરી આપણા જે એકલ પેટા લાભ (**સિંહ રાશિનાં સોનેરી લગ્ન !**) નો ભોગ

વના કરવા જોઇએ. તેઓ આપણા આ ચાલુ મતે તો દિવાનજ ગણવા જોઇએ કે જેઓ આપણા આ મહાન સુખરૂપ મંત્રને આજ સુધી દેખી શકતા નથી. કેટલાક મિત્રો–ભાઇઓનું કહેવું એમ પણ હશે કે **આપણે તો ધંધાર્થી, મહેનતુ;** શું ત્યારે આપણુ સિવાયના તેઓ વગર ધંધાના આળસુના પીર? આ તો ખરેખર! આપણા હાથે એક **અન્યાય થાય છે** તે ભુલી જવું જોઇએ નહિ.

દેવિના નામની **ભય સુચક છાપ** મારી દરેકને વિચારના ' ખાં ' બનાવી પ્રજાને પાયમાલીના લગભગ સાડા સાતસો હાથના ઉંડા કૂવામાં હડસેલી મૂકવાની હિત–અહિતકર પ્રથા હવે લાંબો વખત ચાલુ બુદ્ધિના જમાનામાં ચલાવવા જેવી નથી. દેવિ હોય, પીર અને પેગંબર હોય, તો પણ ન્યાય મર્યાદા અને સૃષ્ટી વીરૂદ્ધ જો કંઇ ફરજ પાડે તો હાલનો અને ભવિષ્યનો જમાનો માનશે નહિ. **હવે લોકોના વિચાર પણ દિવ્ય અને કલ્યાણ દાતા હોવા જોઇએ.** ભુતકાળમાં જવું નથી અને તે ગયેલી વાતને આજે ખડી કરી અંદર વધારે પ્રમાણમાં કલહ કરવો નથી. જે તે સમયનું થયેલું નુકશાન ભરપાઇ કરી આપણા સમાજને પડેલા ધાનો બદલો વાળી આપવા હાલ કોઈ તૈયાર નથી. આપણેજ સમજી તે ખોટ અને ધાને સુધારી લેવો જોઇએ. ખરેખર! આપણા પૂર્વજોએ પૂર્વે કોઇ પણ કારણ વચમાં ઉભી કરેલી **તે પ્રસંગને વાસ્તે સારી** છતાં હાલના સુધરેલા જ્ઞાનના જમાનામાં હાંસી કરાવતી અને **પાગલ બનાવતી તે એક પોકળ દલીલ છે.**

વળિ આગળ ઉપર વર–કન્યા પૈકીનું કોઇ પણ એક લુલું, લંગડું અગર તો અભણ અને ધનચક્કર નીકળે અને કુંવારૂં રહી

જવા ન પામે તેની આગળ ઉપરથી કરવામાં આવતી આ એક ઘણીજ કિંમતી અને ઉત્તમ વ્યવસ્થા છે. તો પણ હાલના જમાનામાં તો દરેક સમજુ એમજ કહેશે કે એ તો બળાત્કારે માથે મારવાની મહાન અનર્થકારક તર્કટી–બનાવટી એક ઉંચા પ્રકારની ધૂર્ત લીલા છે ! શું એમાં માનસિક કજોડું થવા સંભવ નથી ? ઉંમરના કજોડાને ભુલાવે તેવું માનસિક કજોડું છે તે જરા ઝીણી દષ્ટે એટલે સીધા દુરબિનથી જોવાની જરૂર છે. સાધારણ વાતચિતમાં થયેલો સોદો મુકી દેવાતો નથી અથવા તેથી છુટાતું નથી તો આગળ ઉપરથી વિવાહ જેને વેવીશાળ કહીએ તે એક બીજાની કબુલાતો જેવું, પણ આપણાં શાસ્ત્રો વચનથી આપેલી કન્યા વરી ચુકી એટલે પરણી ચુકયા જેવું ગણે છે તે સૌકો જાણીએ છીએ. જ્યારે આતો લગ્ન મંડપ તૈયાર કરી ધામધુમ વચમાં ગોર અગ્નિ અને પંચની સાક્ષી વચમાં ત્રણ મંગળ સૂત્ર–સંસ્કાર કરાવેલા, એટલે જેના ૭૫ થી ૯૦ ટકા જેટલું એડવાન્સ–ડીપોઝીટ કે બ્હાનું આપેલું છે તે તો ફેરવાયજ કેમ ? લગ્ન થયું ત્યાર બાદ ૧૧–૧૨ વરસે કે તેથી વધુ ઓછી મુદતે ૧૦ ટકા જેટલું એટલે નહિ જેવું મૂલ્ય એટલે કે ચોથું મંગળનો સંસ્કાર કરાવવા પહેલાં તે વર–કન્યા ઉભયમાં ખોડ–ખાંપણ અગર તો એકનું મરણ નીપજે તો બીજા જીવતાને એક નામની ખોટી પણ ભયંકર અન્યાયની છાપ મારવી તે શું લાયક છે ? છોકરો જીવે અને તેને પુરૂષ ધર્મ પ્રમાણે વારંવાર ચાલુ અને છુટ હોવાના સબબે તે તો ચલાવી લેવા જેવું છે, પણ કન્યા જેને ચોથા મંગળ દરમ્યાન રંડાવી છે તેને તદ્દન જીંદગીની પ્રથમ શરૂઆતમાંજ "નાતરા" નો સિક્કો

શાને મારવાનું હાથે કરી પસંદ કરો છો ? શું તે તમારી પુત્રિ તમારી કોઇ રીતે વેરી છે કે જેનો તેને આવી ભુંડી રીતે બદલો આપવા બહાર પડ્યા છો ? બાર બાર અને પંદર પંદર વર્ષ પછીની જોઇતી જરૂરીઆત, અને તે પણ એવી કે જે બદલી ન શકાય તેની આગળ ઉપરથી ખરીદવા–સંગ્રહવા તૈયાર થાઓ ત્યારે તેવોજ વિચાર કરી જોડા, કપડાં–લત્તાં કેમ તૈયાર કરાવી રાખતાં નથી ? જે તે પ્રસંગે મનમોજી અને બંધ બેસ્તાં લેવાનો સર્વેનો ઇરાદો જ્યારે આ એક સાધારણ ખરીદીમાં માલુમ પડે છે એજ ન્યાયે વર–કન્યાની છેવટની લાયકાત મુજબ તમો જો ગોઠવણ કરો તો તેમાં શું ખોટું ? ખાસ વિચારો બદલવા જેવા અને સત્યને ન્યાય આપવા દરેક સમજુએ પોતાના અજ્ઞાન–અભણ જાતિ બંધુઓને સમજાવી તૈયાર કરવા જેવું છે. હું ( લેખક ) ખાસ ભલામણ કરું છું કે પ્રભુ અમે વરકન્યાની ખાતર નહિ પણ દેશના કલ્યાણની ખાતર પણ તમારે સમજવું જોઇએ છે. કપડાં–લત્તાં અને જોડા ખરીદવામાં ડહાપણ, અને યોગ્યતાનો લગ્ન વિષય ગાંડપણ; એ ખોટો ખ્યાલ દુર પામશે. આપણે સર્વે અહિંઆંજ જન્મ્યા છીએ અને અહિઆંજ છીએ શું બધા એક સાથે જવાનું જવાહીર ખરીદવા જવા માગીએ છીએ કે જેથી આપણી ગેરહાજરી આપણા માની લીધેલા ભયનું કારણ છે ? ભલે ! જેને જવું હોય તે સુખેથી કંકુના પગલે પધારો. પોતાની ગેરહાજરી દરમ્યાન સંતાનો–છોકરાં–છૈયાંની યોગ્યતા હશે તે પ્રમાણે તેમની કિંમત અંકાશે. અધીરા થઇ વધારે અવિશ્વાસ કરશો તો જાતે ઘાગળમાં ગણાઇ પોતાના પોરિયાંમાં કંઇક કાળું છે એવું હાથે

કરી સાબીત કરી આપશો. **યોગ્યતાનો જમાનો છે, તેજીને ચળ કાટ** છે અને તે ગમે તે પ્રસંગે જવાબ દે છે.

આપણાં **શંભુ મેળાનાં લગ્નોમાં** એક આનંદદાયી બીના એ દેખાય છે કે એમાં વર વિક્રય–કન્યા વિક્રય થવા પામતો નથી. વાહવાહ ! પણ જરા ઝીણી રીતે જોતાં **કાંકરા જાળવી હીરા ગુમાવવા** જેવો પણ પ્રસંગ એમાંથી ઉભો થાય છે. શું પૈસાની લાલચે રૂપિઓ ખોવો એ વ્યાપાર છે ? મ્હને બેધડક કહેવા દ્યો કે **કન્યા** વિક્રય થાય તે સારો; પણ આપણી આ ચાલુ યોજના–**રિવાજ પ્રમાણે માથે મારેલી મિલ્કતનો ભોગવટો ભુંડો !** પૂછો કોઈ વિરલા અનુભવીને ! મફત મળે પણ કામ ન આવે તેના કરતાં મોંઘી મળે છતાં ઉત્સાહ અને આનંદમાં વપરાય તેવી ચીજ ખરીદવામાં ખોટું શું ? કહો, મ્હારી પાસે બત્રીસાનું ઘી છે, ઘણુંજ સાધુ આપું; તમો ઉપર ઘીના કંસારમાં જમવા માગો છો ? સમ જાવશો કે એ જુના ઘીને સુધારી લઇશું, પણ આ વર–કન્યા ઉભય સુધરવાં–સુધારવાં બહુજ દુર્લભ છે. નાનપણના પડેલા દઢ સંસ્કારો મોટપણે ટાળવા મુશ્કેલ છે. અને તેમાં ગરીબથી માંડીને રાજા મહારાજાઓ ઉપરાંત મુનિવરોને પણ મુસીબતી વેઠવી પડી છે તે આપણાં ભુત કાળનાં ઇતિહાસનાં પાનાં સાક્ષી પુરે છે.

**લગ્નમાં થતા ખર્ચનીજ** ખાતર આવું ધુર્ત–ધતીંગ ચાલુ રાખવું હોય તો તે સર્વેને લુચ્ચા, નાલાયક અને નિર્દયની કોટિમાં મૂકવા જેવો પ્રસંગ ઉભો થાય છે. ગાય ભેંસ અને ઝાડ પાલાનું રક્ષણ કરવા પૂર સપાટે પૈસા તોડાય, જ્યારે છોકરાં–છૈયાંના હિતમાં

પૈસો વાપરતાં ગમે કાંચકી બાઝે તો પછી પ્રથમ ઘર સંસાર જોડી તેવી પ્રજા ઉત્પન્ન કરતાં પહેલાંજ વિચાર કરવો એ સારૂં છે. છુટક લગ્નોથી ઘેર વારંવાર વાજાં વાગે અને મંગળ ગીત ગવાય તે ન ગમતું હોવાના અને પેટમાં થતા પૈસાના દુઃખાવાથી દિલ કચવાતું હોય તો આ સામટો લોટ-ઘાણ કહાડવો સારો છે. જ્યારે કેટલાક આગળ વધી એવો પણ સુધારો કરનારાએ બહાર પડવું જોઇએ કે આખી જીંદગીમાં ઉત્પન્ન થનારાં છોકરાં એકજ સાથે કૂતરાંના ઘર સંસારની માફક જન્મ લે, અને તે એક સાથેજ વાજીંત્રની મીઠી મઝામાં આનંદ વયમાં પરણાવી મારતાં આપણી આ ઉપાધિની ઇતિશ્રી થાય. ! વળિ બીજી રીતે જરા કેળ તરફ પણ જોવું જોઇએ કે તે જીંદગીમાં એકજ વખત ફળ આપી પોતે નાશ પામે છે તો તે ઉપરથી ઘરમાં મહિલા વર્ગ કાગ-વંઝાપણું કેળની માફક પ્રાપ્ત કરે તેની કોઇ વ્યવસ્થા સારા સારા વૈદરાજો શોધી કહાડી કરાવવી જોઇએ. આતો સાધારણ વાતચીત છે. કોઇએ તેની ઉતાવળ કરી કંઇક ઉતાવળમાં કાળું ધોળું કરી નાખવું નહિ, **નજર મીઠી રાખવી એમાં ઇશ્વરની મહેરબાની સમાએલી છે.**

શાને ગભરાવું ? રૂઢી અને કાયદાઓ માણસને વાસ્તે છે. માણસ જાતેજ તે સુખના સારૂ બાંધેલા છે. બંધન જબરૂં છે. એકલા હાથે નહિ પણ ઝાઝા હાથે વ્યવહાર કરકસરનો માર્ગ શોધી કહાડવો, સમજ ન પડે તો જાણીતાથી પુછવું. ખોટા મમત્વમાં કુંવારી કરાવવી અને ખુમારીમાં ખોટી રીતે " ખાં " કહેવરાવવું સારૂં નહિ, સ્ત્રી જાતિ પુરૂષોને માટે મોજનું રમકડું, પ્રજા ઉત્પન્ન કરવાનો સાંચો અગર તો વગર મુલનું પુરૂષનું વૈતરૂં

**કરવા કુદરતે સૃજેલું પ્રાણી છે એવું ગણી તેના બાળપણનો અજ્ઞાનપણનો અને પરવશપણાનો લાભ લેવો નહિ**

શ્રીમન્મહારાજા ગાયકવાડ સરકારના કાયદાથી હેરાન ગતિ ઉભી થાય છે એટલે કે લગ્નની રજા મેળવવા સારૂ કોર્ટોમાં અથડાવું પડે છે એ પણ સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો પાપનું પ્રાયશ્ચિત ભોગવવા જેવું છે. જો સમાજ પોતાની વાસ્તવીક ફરજો સમજી નિયમીત ચાલે તો સરકારને કાયદાની ફરજ પાડી તેવા કાયદાનું પાલન કરાવવા પ્રસંગજ ન આવે, અને તેમાં પણ સરકારને શું ? ધારાસભામાં કાયદો આપણાજ માણસો બહુ વિચારપૂર્વક બાંધે બંધાવે છે. એટલું તો કબુલ કરવું પડે છે કે હાલના તંગીના જમાનામાં ગરીબ કુટુંબોને નાહક તેવી રજાઓ લેવા કોર્ટોમાં દોડતાં પૈસા અને વખતનો પુષ્કળ ભોગ આપવો પડે છે અને તે ઉપરાંત કંઇક વધારે ખરી-ખોટી રીતે હેરાનગતિ ભોગવવી પડે છે પણ હોય ! બહુ રૂણિયાને રણ શું ? એમ સમજી સહનજ કરવું જોઇએ. ગ્રામ પંચાયતો-પ્રાંત પંચાયતોએ પોતાની લાયકાત બતાવી છે તેથી, અને સરકારની ઉદારતાથી નાના નાના દાવાઓ, તકરારોનો નીકાલ કરવાનું જેમ પોતે મેળવ્યું છે તેમ આ લગ્નની પરવાનગી પણ પોતે આપી શકવાનું માન-સત્તા મેળવવામાં પોતાની લાયકાત બતાવવી જોઇએ. સરકાર અને કેટલાકને તેવી સંસ્થાઓ પ્રતિ અવિશ્વાસ છે અને પક્ષપાતથી નાની નાની લાલચોથી લલચાઇ તેમજ વગવસીલાથી દોરવાઇ **“ મીયાંકી જાનકું જાનેદો, ઔર બ ીબીકી જાનકું લુંટ લો ”** એવું બનવા ન પામવાના ઇરાદાથી તે સત્તા-હાણુ પોતાના હાથમાં રાખવાની જરૂર

જણાય છે. આ અવિશ્વાસ દુર કરવો, અને પોતાની લાયકાત સિદ્ધ કરવી. આ રસ્તે ગરીબ પ્રજાનું સંકટ ઓછું કરવા પ્રયત્ન થાય તો ઠીક પડશે. બાળલગ્ન જો કાળા રંગનું રીંછ હોય તો આપણી લગ્નની રૂઢી સફેદ રીંછના જેવી છે જુઓ કે રંગ જુદો છે તે સર્વેને કબુલ કરવો પડશે પણ રીંછ નથી એમ તો કહેવાશે નહિ; તેથી સરકારને તે કાયદો રદ કરાવવા, વળિ નવો કાયદો ભુતના ભાઇ પલીતને ઉભો કરાવવા નવીન રૂપમાં આપણે બહાર પડવું તેના કરતાં ક્રમે ક્રમે બીજી પ્રજાઓની માફક એજ કાયદાનું પાલન કરવા તરફ ધ્યાન આપવું જોઇએ. શું આપણી ભુલ થતી હોય તો ભુલનું ઓસડ ભુલ કરી સરકારની અને બીજી પ્રજાઓની આગળ આપણી હાંસી કરાવવી એમાંજ આપણું ડહાપણ સમાવવું જોઇએ? આજે બાળલગ્નના કાયદામાં સુધારો કરાવવા રજા મેળવવાની હાડમારીજ ફક્ત લક્ષમાં લઇ તૈયાર થઇ જવાય, તો કાલે આપણે એવો પણ પ્રસંગ કેમ ન લાવી મુકીએ કે ફોજદારી અને તેવાં દરેક કામ અમારા ઘરનોજ પેલો અમારો મન ગમતો ગોર ચલાવે કે જેથી અમો કોઇ પણ જાતની અગવડ ભોગવીએ નહિ. શું આપણે જમાનાને માન આપતા નથી? આપીએ છીએ અને આપ્યું છે. એક તદ્દન સાધારણ જેવું જાહેરમાં મૂકવું પડશે. પ્રથમ આપણી જાતિમાં ચાંલ્લો—સગપણ એ ગોર લોકોજ કરતા હતા. છતાં તેમાં આપણે કંઈક ગોટાળો થતો દેખ્યો તેથી આપણે તે સત્તા ગોર પાસેથી લઇ પોતાનાજ સ્વાધીનમાં રાખી છે. અને તેના વશાત દરેક સુધારા આપણે સારાસાર સમજી આ

તો તેથી આપણે પરેલ મટી જઇશું નહિ એ દરેકે ખસુસ યાદ રાખવું જોઇએ છે. વધારે સમજમાં આપણા કરનાં હવે પછીની ઉછરતી પ્રજા કેળવણીનો જાહેરો ફેલાવ પામી ફતેહમંદ થાય અને જેમાં આપણને ડુંગર સમાન દુઃખ લાગે છે તે તેમાં આવે તણખલા રૂપે થઇ જલદી સુધારણાઓ સફળ થાય તેવા હેતુનું મનન કરી ઉદાર હાથે ઉછરતી પ્રજાને કેળવણીથી લાયક બનાવવા પ્રવૃત્ત રહેવું જોઇએ. **સરકારે કેળવણી ફરજીઆત કરી** છે તે પણ આપણે તેનો જોઇતો ઉપયોગ આપણી પ્રજાને વાસ્તે કરતા નથી એ આપણેજ હાથે આપણા સુખનો નાશ કરવાની સતત તૈયારીઓ કરીએ છીએ.

પ્રસ્તુત પ્રસંગ ઉપર વિચાર કરતાં પ્રજાને કેળવવા ઉપરાંત તેમનાં તન-મન સુધારવા અને તેમને સારી લાયકાત મેળવવાને જોઇતાં સાધનો દરેક રીતે પુરાં પાડવા જન સમાજે તૈયાર રહેવું. યોગ્યતાને માન આપવું, ન્યાય માગવો અને ખુલ્લી આંખો સાથે ઉઘાડા કાને ચાલુ જમાનાનો અંતઃકરણપૂર્વક અભ્યાસ કરવો. પુષ્કળ ખાવું અને પુષ્કળ પચાવવું, તેવીજ રીતે પુષ્કળ કમાવું **અને પુષ્કળ ખરચવું એ મર્દનું ભુષણ ભુલવું નહિ.** જેનો અહિંઆં જય છે તેનો ત્યાં એટલે પ્રભુને ત્યાં પણ જય છે લુચ્ચા અને ધુતારા લોકો વહેમની જાળ પાથરી ફસાવે છે "ચડ જા બેટા સૂળિયે, અલ્લા તેરા ભલા કરેગા" એ ન્યાયે પાયમાલ કરે છે **તેમને ઓળખતાં શિખવું. થોડું જીવવું પણ ખબરદારી-બહાદુરીથી જીવવું એમાંજ પ્રભુને રીઝવવાનો માર્ગ સમાયેલો છે,**

## રણછોડભાઇ શીવાભાઈ પા. ચાણસ્માવાળા

**કાપડ, સુતરના વેપારી અને કમીશન એજન્ટ**

અમારી દુકાને દેશી–ગામડી તેમજ વિલાયતી કાપડ જથાબંધ અને છુટક કિફાયત ભાવથી મળશે.

**હારીજ.**

એન–ગુજરાત.

---

## કરશનદાસ રણછોડદાસ પટેલ

**કાપડ, સુતરના વેપારી અને કમીશન એજન્ટ.**

અમારી દુકાને કાપડ, સુતર દેશી વિલાયતી તેમજ દેશી ખાદીના ધોતી જોટા, અમદાવાદી મીલોનું ચેક–સુસી, રંગાટી સુતરાઉ અને રેશમી કાપડ કિફાયત ભાવથી મળશે.

ઉપરાંત ગોળ ખાંડના જથાબંધ વેપારી.

**ચાણસ્મા.**

( એન–ગુજરાત. )

સોના ચાંદીના

# સુપ્રસિધ્ધ દાગીના

તરેહેવાર જાતોમાં ભરોસાદાર ગેરંટી

## કિફાયત ભાવ.

**શીવલાલ દયારામ પંચાલ.**

કારખાનું-ખકરી પોળ નં. ૧૨૬૨

દુકાન-રતનપોળ નં. ૫૨૯૪

## અમદાવાદ.